Bind (બાઇન્ડ) *v.* બાંધવું.
Motto (મોટો) *n.* મુદ્રા લેખ,
Kind (કાઈન્ડ) *adj.* માયાળુ.
Polite (પોલાઇટ) *adj.* નમ્ર.

( કોઈ મોટો માણસ આપણને કંઈ કહેતો હોય અને આપણે સાંભળી કે સમજી શકીએ નહિ તો તેની પાસે ફરીથી કહેવડાવવા ખાતર ' Beg your pardon' શબ્દ કહેવામાં આવે છે. અંગ્રેજી ભાષામાં એ વિનય ગણાય છે. )

---

## 54 Yes or No ?

Yes (યસ) *adv.* હા, વારૂ.
No (નો) *adv.* ના. નહિ.
Stay (સ્ટે) *v.* રેહેવું.
Go (ગો) *v.* જવું.
Late (લેઇટ) *adv.* મોડા.
While (વ્હાઇલ્) *adv.* જ્યારે
Barnaby ( બાર્નાબાય ) *n.* વિશેષ નામ, માણસનું નામ છે.
Puzzles ( પઝલ્સ ) *v.* ગુંચવાવું, ગભરાટમાં પડવું,
Queer (ક્વીઅર) *adj.* વિલક્ષણ, તરેહવાર.
Pate (પેટ) *n.* તાલકું, માથું.
Off (ઑફ)*adv.* દૂર, લાંબે,આઘે.
Away (અવે) *adv.* ઘણે દૂર.
Make up your mind= તમારે નિશ્ચય કરવો જોઇએ.
Fix (ફિક્સ) *v.* ગોઠવવું.
Plan (પ્લાન્) *n.* યુક્તિ, ગોઠવણ, રચના.
Step out=બહાર પગલું ભરવું.
Follow ( ફોલો ) *v.* અનુકરણ કરવું, પાછળ જવું.
Nose (નોઝ) *n.* નાક.
As fast as you can= તમારાથી બને તેટલી ઝડપે.

---

## 55 Whisky Frisky, the Squirrel.

Whisky (વીસ્કી) *adj.* પૂંછડી કુદાવતી. [મારતી.
Frisky (ફ્રીસ્કી) *adj.* કુદકા
Squirrel(સ્કવીરલ)*n.* ખીસકોલી
Hippity (હીપીટી) *adj.* કેડમાંથી કુદતી.
Hop (હૉપ) *v.* કુદવું.
Top (ટૉપ) *n.* ટોચ.

Whirly (વ્હર્લી) *adj.* ચકરી ખાતી. [ ફરતી.
Twirly (ટવર્લી) *adj.* ચકરચકર
Scampers (સ્કૅમ્પર્સ) *v.* ઉતાવળથી સટકી જવું, દોડી જવું. નાસી જવું.
Ground (ગ્રાઉન્ડ) *n.* જમીન.
Furly (ફર્લી) *adj.* પીછાંવાળી,
Curly (કર્લી) *adj.* ગુંચળાવાળી.
Broad (બ્રોડ) *adj.* પહોળી.
Sail (સેઈલ) *n.* સઢ.
Supper(સપર)*n.* સાંજનું ખાણું.
Shell (શેલ) ઝાડ ઉપરનું પડ.
Snappy (સ્નેપી) *adj.* વાંધા પાડનાર,
Cracky (ક્રેકી) *adj.* હોંશીયાર
Fell (ફેલ) *v.* પડી
Hungry (હંગ્રી) *adj.* ભૂખ્યો.

---

## 56 The Spider.

Spider (સ્પાઈડર) *n.* કરોળીઓ
Web (વેબ) *n.* જાળ
Thread (થ્રેડ) *n.* તાંતણો, તાર.
Fine (ફાઇન્) *adj.* સુંદર.
Tiny (ટાઇની) *adj.* નાની.
Finger (ફીંગર) *n.* આંગળી.
Scarce (સ્કેર્સ) *adv.* ભાગ્યેજ
Feel (ફિલ)*v.* લાગવું, સ્પર્શ થવો.
Slander (સ્લેન્ડર) *adj.* પાતળી.
Line (લાઇન્)*n.* હાર.
Round-about=ગોળગોળ.
Spun (સ્પન્)*v.* કાંત્યું. Spinનો ભૂતકાળ. જાળ બનાવી.
Straight (સ્ટ્રેઇટ) *adj.* સીધું.
Across (ઍક્રોસ)adv. આરપાર.
Back (બૅક) adv. પાછું.
Again (અગેઇન્)adv. ફરીથી
Was done=પૂરી થઈ. [ચળકતી.
Shining (શાયનીંગ) *adj.*
Hanging (હૅંગીંગ) લટકતી.
In the sun=સૂર્યના તાપમાં.
To dance (ડૅન્સ) *v.* નાચવું.
Danced (ડેન્સ્ડ) નાચી.
To dart (ડાર્ટ) *v.* ઉછળવું, ચમકીને પાછા આવવું. [જોવું.
To glance (ગ્લાન્સ) *v.* ધારીને
Were caught=પકડાઇ ગયા.
Within (વીધીન્) *Prep.* માં,
To die(ડાઇ) *v.* મરી જવું.
Once more=એકવાર ફરીથી.
Flit (ફ્લીટ) *v.* પાંખો ફફડાવવી, ઝડપથી નીકળી જવું.
Flitted=પાંખો ફફડાવી.
As before=પહેલાંની માફક.

Too (ટુ) *adv*. ઘણીજ.
Wise (વાઇઝ્) *adj*. ડાહી.
To venture (વેન્ચર્) *v*. સાહસ ખેડવું.
Flap (ફ્લૅપ) *v*. ફફડાવવી.
Flapped = ફફડાવી.
Flew (ફ્લ્યુ) *v*. ઉડી.
Circle (સરકલ) *n*. ગોળકુંડાળું.
Wider (વાઇડર) વધારે પહોળું.
Flew away=ઉડી ગઈ.

## 57 By The Seaside.

Seaside (સી સાઇડ) *n*. દરીયાની બાજુ. દરીયા તરફ.
Sea (સી) *n*. સમુદ્ર, દરીયો.
Side (સાઇડ્) *n*. બાજુ.
Waves (વેવ્ઝ્) *n*. મોજાં.
Bring (બ્રીંગ્) *v*. લાવવું.
Brought (બ્રાટ્) *v*. લાવ્યો. (Bringનો ભૂતકાળ).
I have brought *v*. હું લાવ્યો [છું.
Boat (બોટ્) *n*. હોડી, નાવ.
Float (ફ્લોટ્) *v*. તરવું.
Silver sea=ચાંદીનો સમુદ્ર.
Bear (બૅર્) *v*. લઈ જવું.
Sands (સૅન્ડસ્) *n*. રેતી.
Golden (ગોલ્ડન્) *adj*. સોનેરી
Sail (સેઇલ) *n*. સઢ.
Mast (માસ્ટ) *n*. વાહણનો ડોળ, થાંભલો.
Just like his=તેમના વહાણના [જેવોજ.
Only (ઓન્લી) *adv*. ફક્ત.
I'm going to call it Sun= હું તેનું નામ સન પાડીશ.
Creep (ક્રીપ્) *v*. પેટે ચાલવું.
Water's=Water is.
Ankle (ઍન્કલ્) *n*. ઘુંટી.
Deep (ડીપ્) . *adv*. ઉંડું.
Ankle-deep=ઘુંટી સુધી ઉંડું.
Sweetest (સ્વીટેસ્ટ્) *adj*. સૌથી વધારે મધુર.
Sail (સેઇલ્) *v*. હંકારવું.
Summer (સમર્) *n*. ઉનાળો.
Whisper (વ્હીસ્પર્) *v*. કાનમાં કહેવું. ધીરેથી કહેવું.
Ships (શીપ્સ્) *n*. વહાણો.
Far out to sea = સમુદ્રમાં ઘણે દૂર.
Brave (બ્રેવ્) *adj*. બહાદુર,
Bold (બોલ્ડ્) *adj*. હિંમતવાળા શુરા. [શાન્ત.
Jentle (જેન્ટલ્) *adj*. નમ્ર,
Breeze (બ્રીઝ) *n*. પવનની લહેર, મંદ વાયુ. [દ્વીપો.
Islands (આઇલેન્ડ્સ) *n*. બેટ,
Edged (એજ્ડ) *adj*. કિનારાવાળા.

## 58 Sand Cooking.

**Sand** ( સેન્ડ્ ) *n.* રેતી.
**To cook** ( કુક ) *v.* રાંધવું, રસોઈ કરવી.
**Sand cooking**=રેતીની રસોઈ.
**Pat** (પેટ્) *v.* થાબડવું.
**Cake** ( કેક ) *n.* રોટલી.
**Bake** (બેક્)*v.* રાંધી દેવું. પકાવવી.
**Pie** (પાઇ) *n.* સેકેલાં ભજીઆં.
**Bun** (બન) *n.* ભાખરી.
**Cream's**=cream is.
**Cream** ( ક્રીમ્ ) *n.* મલાઈ.
**Sugar** (સ્યુગર) *n.* ખાંડ,
**Dry** (ડ્રાય) *adj.* સુકી.
**Land** (લૅન્ડ્) *n.* જમીન.
**Plums** (પ્લ્યુમ્સ્) *n.* એકજાતનાં ફળ.
**Pabbles** (પેબલ્સ) *n.* પથરા.
**Grow** (ગ્રો) *v.* ઉગવું.

## 59 The Sand Castle.

To walk (વૉક્) *v.* ચાલવું.
Castle (કૅસલ્) *n.* મહેલ.
Beside ( બીસાઈડ્ ) *Prep*, નજીક, પાસે.
Ocean (ઓશન્) *n.* મહાસાગર.
Saw (સૉ) *v.* જોયું, ( seeનો ભૂતકાળ ).
Shells (શૅલ્સ્) *n.* છીપ, શંખ, [વિગેરે.
Built (બીલ્ટ્) *v.* બાંધ્યું (Build નો ભૂતકાળ).
Lawns(લૉન્સ્) હરીઆળી જગા.
Steps ( સ્ટૅપ્સ ) *n.* સીડીઓ, પગથીયાં.
Towers (ટાવર્સ) *n.* મિનારા.
Windows(વીન્ડોઝ)*n.* બારીઓ
Glass (ગ્લાસ) *n.* કાચ.

## 60 Baby Seeds.

Baby seeds=નાનાં બીજ.
Milk weed(મીલ્ક વીડ)*n.* એક જાતનો વેલો.
Cradle (ક્રૅડલ્) *n.* પારણું.
Snug (સ્નગ્) *adj.* દબાઈ રહેલાં, લપાઇ રહેલાં.
Are hiding=છુપાઈ રહ્યાં છે.
Safe (સેફ્) *adv.* સહીસલામત.
Harm (હાર્મ) *n.* ઈજા, દુ:ખ.
High (હાઇ) *adv.* ઉંચું.
Hold (હોલ્ડ્) *v.* પકડવું.

## 61 Come, Little Leaves.

Meadows (મૅડોઝ્) *n.* બીડ.
Put on (પુટ્ ઑન્) *v.* પહેરવું.
Days grow cold=ઠંડીના દિ-
વસો આવતા જાય છે.
Heard ( હેર્ડ ) *v.* સાંભળ્યું.
(Hearનો ભૂતકાળ).
Loud(લાઉડ)*adj*.મોટો,જોરદાર.
Futtering ( ફ્લટરીંગ્ ) ફડ-
ફડાટ કરતાં.
One and all=બધાં.

Whirling ( વ્હરલીંગ્ ) ચક્કર
ચક્કર ફરતાં.
Winter (વીન્ટર્) *n.* શિયાળો.
Content (કન્ટેન્ટ) *adv.* સંતોષી
They were content=સંતોષ
પામ્યાં હતાં. [ગયેલાં.
Asleep (ઍસ્લીપ્) *adv.* ઉંઘી
Earthy (અર્થી) *adj* જમીનની.
Bed (બેડ્) *n.* પથારી.
Laid (લેઈડ્) *v.* મૂક્યું.
Coverlid (કવરલીડ) *n.* ઢાંકણું.

---

## 62 The Ghestnut Burr.

Chestnut (ચેસ્ટનટ) *n.* એક
જાતનું ફળ. [ પાળ.
Burr (બર) *n.* કાનની નીચેની
Cried (ક્રાઈડ્) *v.* બૂમ પાડી.
A loud (એ લાઉડ્) *adv.*જોરથી
Open (ઓપન્) *v.* ઉઘાડો.
Blew (બ્લ્યુ) *v.* વાયો. (Blow
નો ભૂતકાળ.
Might (માઇટ્) *n.* જોર, બળ.
All his Might=તેનું સંપૂર્ણ બળ
Shook (શુક્) *v.* હાલ્યું. (shake
નો ભૂતકાળ).
Fright (ફ્રાઈટ્) *n.* ડર, બીક.
Bit (બિટ્) *n.* કડકો.

Smiled (સ્માઈલ્ડ્) *v.* હસ્યો,
મંદ હાસ્ય કર્યું,(smileનો ભૂતકાળ)
Coaxed ( કોક્સ્ડ ) *v.* પટાવ્યું
ફોસલાવ્યું.
Shone ( શોન્ ) *v.* પ્રકાશ્યો.
Alarm (અલાર્મ્) *n.* ગભરાટ.
Hid ( હીડ ) *v.* છુપાઈ ગયું.
(Hideનો ભૂતકાળ).
Hurrying (હરીંગ્) ઉતાવળથી.
Laugh (લાફ્) *v.* હસવું.
Laughed (લાફ્ડ) *v.* હસ્યો.
(laughનો ભૂતકાળ).
Back (બૅક્) *adv.* પાછો.
Brown (બ્રાઉન) *adj.* બદામી.
Cracked ( ક્રૅક્ડ ) ફાડી.

---

## 63 Lost ! A Little shoe.

Lost (લૉસ્ટ્) ખોવાઈ ગયેલો, ખોવાયો છે. ખોયો છે.

Shoe (શૂ) *n.* જોડો.

Who has seen=કોણે જોયો છે ?

Sir (સર) *n.* સાહેબ. [કોલી.

Squirrel (સ્કવીરલ્) ખીસ-

It will do=તે ચાલશે.

Nuts (નટસ) *n* ફળો.

I don't want you to find my shoe=તમે મારો જોડો શોધી કાઢો એ હું ઇચ્છતો નથી.

Find (ફાઈન્ડ) *v.* શોધી કાઢવું.

Mrs. (મીસીસ) પરણેલી સ્ત્રીઓના નામ પહેલાં વાપરવામાં આવે છે.

Mouse (માઉસ) *n.* ઉંદર.

I will see=હું જોઈશ.

Wee (વી) *adj.* નાનકડો.

Rest (રેસ્ટ) *v.* આરામ કરીએ.

Doggie (ડૉગી) *n.* કુતરાનું નામ છે.

True (ટ્રુ) *adj.* સાચો.

---

## 64 Sleeping

At night=રાત્રે

Sleeping=ઉંઘવાનું કામ.

Niddy-noddy=ઝોકાં ખાવાં.

Awake (અવેક્) *v.* જાગતા રહેવું.

But awake you must keep=તમારે જાગતા રહેવું જોઈએ.

It won't do=તે ચાલશે નહિ.

Won't=Would not.

Middle (મીડલ્)*Prep.* વચ્ચે.

At the end of the day =દિવસના પાછલા ભાગમાં, દિવસ આથમતી વખતે.

Mighty (માઇટી) *adj.* બળવાન, જોરાવર.

Great (ગ્રેટ્) *adj.* મોટી,

Curtain (કરટેઈન્) *n.* પડદો.

Is drawn over=ની ઉપર નાખવામાં આવ્યો છે.

Peep through=માંથી ડોકીયાં કરે છે. [પડદો.

Window-curtain= બારીનો

Least (લીસ્ટ) સૌથી નાનો.

Size (સાઈઝ) *n*, આકાર, કદ.
Emily (એમીલી) *n.* છોકરીનું નામ છે.
Fringed (ફ્રીંજડ) *adj.* પાંપણ-વાળી.
Kneel (નીલ) *v.* પગે પડવું, ઘુંટણીએ પડવું,
Eyelids (આઇલીડઝ) પોપચાં.
Softly (સોફ્ટલી) *adv.* ધીરેથી.
Prayers (પ્રેઅર્સ) *n.* પ્રાર્થના.
Angels (ઍન્જલ્સ) *n.* દેવદૂતો.
Watch (વૉચ) *v.* સંભાળ રાખવી, ધ્યાન રાખવું.

## 65 Winter night.

Drift (ડ્રીફ્ટ) *v.* ઘસડીને લઈ જવું, વહેવડાવી જવું.
Flying (ફ્લાઈંગ) *v*, ઉડતાં,
Snow (સ્નો) *n.* બરફ.
Twirling whirling=ગોળ-ગોળ ચકર ચકર ફરતાં.
Bed-room=સુવાનો ઓરડો.
Snug (સ્નગ) *v.* છુપાઈ રહેવું.
Nestles (નેસલ્સ) *v.* પક્ષીની માફક માળો બાંધીને રહેવું.
Cosy (કોઝી) *adj.* આરામ આપે તેવી નરમ, સુંવાળી.
Shriek (શ્રીક) *v.* ચીસ પાડવી. જોરથી પવનનું વાવું.
Branches (બ્રેન્ચીઝ) *n.* ડાળીઓ।
Crack (ક્રેક) *v.* ફાડવું, ફાટ પડવી, તરડ પડવી,
Battle (બેટ્લ) *v.* લડાઇ કરવી.
Boughs (બાઉઝ) *n.* ડાળીઓ.
Break of day=દિવસનું ઉગવું, સવાર પડવી.
Hollow (હૉલો) *n.* પોલાણ, ખાલી જગા.
Tight (ટાઈટ) *adj.* સખત.
Through (થ્રુ) *adv.* માંથઈને
Icy (આઇસી) *adj.* બરફવાળો
Rabbit (રેબીટ) *n.* સસલો.
Peace (પીસ) *n.* શાન્તિ.
Peaceful=શાન્તિવાળા.
Peaceful hours away=શાન્તિના કલાકો ચાલ્યા ગયા છે.
Hours (અવર્સ) *n.* કલાકો.
Entry (એન્ટ્રી) *n.* પ્રવેશ, રસ્તો, માર્ગ.
Hall (હૉલ) *n.* ઓરડો.
Straight (સ્ટ્રેઈટ) *adv.* સીધો.
Mountain (માઉન્ટન) *n.* પર્વત, પહાડ.

Wild (વાઈલ્ડ) *adj.* જંગલી.
Purrs (પર્સ) *v.* મીયાઉં મીયાઉં કરે છે.
Pussy (પુસી) *n.* બિલાડી.
Flufly (ફલફી) *adj.* ફુલેલી આવેલી સપાટીવાળી.
Mat (મૅટ) *n.* સાદડી.
Nestles (નેસલ્સ) *n.* રહેવાની જગા, પક્ષીની માફક માળો બાંધેલો માળો.
Furry (ફરી) *adj.* રૂવાંવાળું
Bitter (બીટર) *adj.* કઠોર, દુઃખદાયક, કડવું.
Bold (બોલ્ડ) *adj.* બહાદુર,
Tap (ટૅપ) એક જાતનો ઠોકવાનો અવાજ.
Half (હાફ) *adj.* અડધું.
Shut (શટ) *v.* બંધ કરવું, બંધ
Dreamy (ડ્રીમી) *adj.* સ્વપ્નાં સેવતી. [આતાં
Drowsy (ડ્રાઉઝી) *adj.* ઝોકાં
Cuddled (કડલ્ડ) ભરાઈ રહેલાં.
Closely (કલોઝલી) જોરથી, ખીચોખીચ.
Lap (લૅપ) *n.* ખોળો.

---

## 66 The snow.

Clouds (કલાઉડ્ઝ) *n.* વાદળાં.
Flakes (ફ્લેક્સ) *n.* કણ, ટુકડા.
Wander (વૉન્ડર) *v.* ભટકવું રખડવું.
Woods (વુડ્ઝ) *n.* જંગલો.
Below (બીલો) *adv.* નીચે.
Lightly (લાઈટલી) *adv.* ધીરેથી.
Heaping (હીપીંગ) ઢગલા કરતા.
Drifts (ડ્રીફ્ટસ) ઢગલામાં ભેગા થવું.
Sound (સાઉન્ડ) *n.* અવાજ
Lighter (લાઈટર) *adv.* વધારે હલકું.
Faster (ફાસ્ટર) adv. વધારે જલદી.
Thickly (થીકલી) *adv.* જાડાઈથી
Rushing (રશીંગ) દોડવું, ધસી આવવું.
Quickly (કવીકલી) adv. જલદીથી
Castles (કેસલ્સ) *n.* મહેલો.

---

## 67 Babies all over the world.

Has left=છોડે છે.
Leave (લીવ) *v.* છોડી દેવું.
Left (લેફ્ટ). *v.* છોડી દીધું.
Top (ટૉપ) *n.* ટોચ
Daisy-fringe=ફુલની કિનારી
Furled=(ફર્લ્ડ) વળી ગયાં છે.
Hidden (હીડન) *adj.* છુપાયલાં.
Curled (કર્લ્ડ) ગુંચળાં વળી -ગયેલાં.
World (વર્લ્ડ) *n.* દુનિયા.
High (હાઇ) adj. ઉંચી.
Low (લો) adj. નીચી.
Pale (પેલ) *adj.* ફીક્કા.
Ones=Babies.
Wrap (રેપ) *v.* વીંટાળવું, ઢાંકી દેવું.
Wrapped=ઢંકાયલાં
Furry (ફરી) *adj.* રૂવાંવાળી.
Skins (સ્કિન્સ) *n.* ચામડાં.
Margin (માર્જીન) *n.* કિનારો, કોર, હાંસીયો.
Naked (નેકેડ) *adj.* નગ્ન, નાગાં,
Isles (આઇલ્સ) *n.* બેટ, દ્વીપો.
Spices (સ્પાઇસીસ) *n.* તેજાના.

## 68 The twenty forth of December.

Clock (ક્લૉક) *n.* મોટું ઘડીઆળ
Twenty-forth=ચોવીસમી.
December (ડીસેમ્બર) *n.* મહિનાનું નામ છે.
Ticks (ટિક્સ) *v.* ટકટક વાગે છે.
Slowly (સ્લોલી) adv. ધીમેથી.
Slower (સ્લોઅર) adv. વધારે ધીમેથી.
Crawl (ક્રાઉલ) ધીમેધીમે ચાલે છે
Seems (સીમ્સ) *v.* દેખાય છે.
Al though=જાણે કે
Pass away=ચાલ્યા જવું.

## 69 Christmas night.

Feathers (ફેધર્સ) *n.* પીછાં.
Across (ઍક્રોસ) adv. આરપાર ઉપર થઇને
Past (પાસ્ટ) આગળ થઇને
Western (વેસ્ટર્ન) adj. પશ્ચિમનું.
Sky (સ્કાય) *n.* આકાશ.
Upland (અપલેન્ડ) adj. ઉંચી જમીનમાં આવેલું.

Pastures (પેશ્ચર્સ)n. ઢોરને ચરવાની જગા. [ગયેલું, બંધાઇ ગયેલું.
Frosted (ફ્રોસ્ટેડ) adj. બાઝી
Dew (ડ્યુ) n. ઝાકળ.
Snowy (સ્નોઇ) adj. બરફવાળાં.
Sheep (શીપ) n. ઘેટાં.
Lay (લે) v. પડી રહ્યાં છે.
Christmas (ક્રિસ્ટમસ) નાતાલ; ડિસેમ્બરની ૨૫ મીનો દિવસ; ઇસુખ્રિસ્તિનો જન્મ દિવસ.

## 70 When Sants Claus comes.

Santa claus=સાંતા ક્લોઝ.
Merrily (મૅરીલી)*adv.* ખુશીથી, આનંદથી, ખુશ થઇને.
Raindeer (રૅનડીયર) *n.* એક જાતનું જાનવર.
Prances (પ્રાન્સીઝ્) *v.* નાચે છે, કુદે છે, ઉછળે છે.
Tinkling (ટીંકલીંગ્) *adj.* અવાજ કરતી. [રૂપાની,
Silver (સીલ્વર) *adj.* ચાંદીની
Bells (બેલ્સ્) *n.* ઘંટડીઓ.
Merry (મેરી) *adj.* ખુશકારક.
Music (મ્યુઝીક્) *n.* સંગીત.
Softly (સોફ્ટ્લી) *adv.* ધીરેથી.
Evergreens=હમેશાં લીલું રહેનાર.
Woodland=જંગલની જમીન.
Rustle (રસલ્) *v.* ખખડવું, અવાજ કરવો. [લહેર.
Breeze (બ્રીઝ્) *n.* પવનની
We have hung=અમે ટાંગી રાખ્યા છે.
Stockings (સ્ટોકીંગ્સ્) *n.* મોજાં
Row (રો) *n.* હાર.
Wait (વેઇટ) n. રાહ જોવી.

## 71 Christmas Song.

Ring (રીંગ) *v.* (ઘંટડીનું)વાગવું
Lovely (લવ્લી) *adj.* મનોહર, સુંદર. [પ્રકાશિત.
Shining (શાઇનીંગ) *adj.*
Shepherds (શેફર્ડ્ઝ)n. ભરવાડો
A far (ઍ ફાર) ***adv.*** ઘણે દૂરથી.
Moved (મૂવ્ડ) v. ખસ્યો ધીરેથી, ચાલ્યો. [ચાલવું.
To move (મૂવ) v. ખસવું,
Manger's (મેન્જર્સ્) n. ઢોરને બાંધવાની જગા.
Cradle (ક્રેડલ) n. પારણું.

Darling (ડાર્લિંગ ) adj. વ્હાલું

Pillowed (પીલોડ )v. ઓસીકું [મૂકેલું.

Hay (હે) n. સુકું ઘાસ.

Sang (સૅન્ગ્) v. ગાયું. (sing નો ભૂતકાળ).

Sing (સીંગ ) v. ગાવું.

Smile (સ્માઇલ) v. મંદ મંદ હસવું, ધીમેથી હસવું.

Smiled (સ્માઇલ્ડ) ધીમેથી હસી.

Christ (ક્રાઇસ્ટ) n. ખ્રિસ્તિ ધર્મના સંસ્થાપક અને ધર્મગુરૂ.

Holy (હોલી) adj. પવિત્ર.



## ૧ મારૂં વાદળી રંગનું પ્યાલું.

તે મારે માટે સવારે, સાંજે અને રાત્રે શું લાવે છે?

તેઓ મારે માટે સુંદર વાદળી રંગનું પ્યાલું અને ચાંદીનો ચમચો સવારે, બપોરે અને રાત્રે લાવે છે. જે (પ્યાલું અને ચમચો) ઓપેલાં, ઘણાં જ સુંવાળાં અને ઘણાં જ ચકચકિત (હોય છે). મારા ચાંદીના ચમચા વડે ખાવા માટે મારા સુંદર વાદળી રંગના પ્યાલામાં હું શું જોઉં છું?

ભઠીઆરાની ગોળ રોટલીના કઠણ ટુકડા. અને ચંદ્રમા જેવું સફેદ દુધ મારા ચાંદીના ચમચા વડે ખાવાને હું મારા પ્યાલામાં જોઉં છું.

## ૨ ઉંઘી જા, બાળક, ઉંઘી જા.

ઉંઘી જા, બાળક ઉંઘી જા! તારા બાપ તેનાં ઘેટાંની સંભાળ રાખે છે. તારી મા સ્વપ્નના દેશમાં આવેલા ઝાડને હલાવે છે. અને તને એક નાનું સ્વપ્નું આવે છે. ઉંઘી જા. બાળક, ઉંઘી જા.

ઉંઘી જા, બાળક, ઉંઘી જા! મોટા તારાઓ ઘેટાં છે અને નાના તારાઓ ઘેટાંનાં બચ્ચાં છે અને પ્રેમાળ ચંદ્રમા ભરવાડણ છે. ઉંઘી જા, બાળક, ઉંઘી જા!

## ૩ એક બીજાને મદદ કરો.

પોતાની ઉનની પથારીમાં ભરાઈ રહેતી વખતે બરફના કણોએ કહ્યું. "એક બીજાને મદદ કરો. અમારામાંના એકનો પણ તમે સ્પર્શ કરી શકશો નહિ. (કારણ કે) અમારામાંના દરેક જલ્દી પીગળી જશે. પણ હું તમને મદદ કરીશ, અને તમે મને મદદ કરજો. અને પછી અમારો કેવો સુંદર પ્રવાહ થશે."

## ૪ બીડમાં ઘેટાનાં બચ્ચાં.

હે ઘેટાનાં નાનાં બચ્ચાં! મહિનો શરદીનો છે, આકાશ ઘણું ઘેરૂં છે. તમે ઝાકળવાળા ઘાસમાં (ઉભાં રહીને) ધ્રુજો છો. અને (જ્યારે જ્યારે) હવાના સપાટા આવે છે (ત્યારે ત્યારે) બૂમો પાડો છો.

(પણ હું કહું છું કે) તમે રાહ જુઓ ! જ્યારે કોઈ દિવસ હું મોટો થઇશ ત્યારે હું દરેક વાડાને છાપરૂં બંધાવીશ.

પણ હમણાં: હું નાનો છું (તેથી) હું તમારે માટે, માને પગે પડીને વિનંતિ કરીશ. હે, નાની વસ્તુઓ! કદાચ દેવદુતો (પણ) તેમની પાંખો સાથે આવશે અને તમને ગરમી આપશે.

મારી ખાત્રી છે કે જો ઈશ્વર જાણતો હોત તો ઘેટાનાં બચ્ચાંને મે માસમાં જ જન્મ આપત (જન્મ થાય તેમ કરત).

## ૫ નવું વરસ.

જેના સુંવાળા નાના પગ ખુલ્લા અને ગુલાબના જેવા રંગના છે (એવું) બરફ ઉપર નાચતું કોણ આવે છે? જો કે (સખત) જંગલી પવન વાય છે (છતાં) બારણું ઉઘાડો અને બાળકને અંદર લો અને તેને આરામ આપો. તેને અંદર લો અને તેને વ્હાલથી પકડી રાખો.

એ જ નવાઇ પમાડનાર તથા આનંદ આપનાર નવું વર્ષ છે.

## ૬ બાળકના મિત્રો કેનેરી.

મેરી પાસે પીળાં અને ચળકતાં પીછાંવાળું તથા પાતળા પગવાળું સુંદર પક્ષી હતું. હું કહું છું કે (મારા શબ્દોમાં વિશ્વાસ રાખો) તે સુંદર હતું. તે હમેશાં ઘણા જ મધુર સ્વરથી ગાતું હતું જે (ગાયન) મેરીને ઘણું જ આનંદ આપતું હતું.

તે (મેરી) ઘણીવાર તેના ( કેનેરીના ) પાંજરા પાસે પોતાના કેનેરીને સાંભળવા માટે બેસતી હતી.

## ૭ કુતરો.

મારી પાસે એક ડૉગી (કુતરો) હતો જે બેસતો અને માગતો.

પણ (એક વખત) ડૉગી સીડી પરથી નીચે પડી ગયો અને તેનો નાનો પગ ભાંગી ગયો.

હે, ડૉગી, હું તારી સારવાર કરીશ અને તને સાજો કરવાનો પ્રયત્ન કરીશ. અને તારા ગળાની આસપાસ ચાંદીની ઘંટડીવાળો પટો બાંધીશ.

હે ડૉગી, તું ધારતો નથી કે મારા જેવો પ્રેમાળ મિત્ર તારી સારવાર કરવા માટે હોવાથી તારે નિમકહલાલ થવું જોઇએ ?

જ્યારે તારો પગ સારો થશે અને તુ રમી શકીશ અને દોડી શકીશ ત્યારે આપણે ખેતરોમાં દોડવા અને ફરવા જઇશું અને તેમને સુકું ઘાસ બનાવતાં જોઇશું.

પણ ડૉગી, તારે મને વચન આપવું જોઇશે. (અને ધ્યાન રાખ તે વચન તારે પાળવું પડશે ). કે તારે એક પણ વખત ઘેટાનાં નાનાં બચ્ચાંને ચીડવવાં નહિ કે ઘેટાંમાં (ના ટોળામાં) થઇને દોડવું નહિ.

અને વળી ઘાસ ઉપર રમતાં મરઘીનાં નાનાં બચ્ચાંને વિખેરી નાખવા માટે એક પણ વાર પૂંછડી સરખી હલાવવી નહિ.

## ૮ ઘેટાનું બચ્ચું.

હે ઘેટાનાં બચ્ચા, હવે તારે વધારે વખત તોફાની રહેવું જોઇએ નહિ. સારો થા અને મારી સાથે ઘેર ચાલ. નહિ તો ( સારો નહિ થાય તો) બીજે કોઇ દિવસે તને ડેઇઝી સાથે રમવા દેવામાં આવશે નહિ.

તારો પગ છુટો કરવા માટે અને તારી સારવાર કરવા માટે અમે તને લીલા ઘાસમાં લાવ્યા નહોતા ? અને જ્યારે આપણે ફરીથી ઘેર જઇએ છીએ ત્યારે તું તારો પાટો ખેંચે છે અને ફરીયાદ કરે છે.

તેથી ઘેટાના નાના બચ્ચા, તું એકવાર ફરીથી સારો થા અને તારો તોફાની સ્વભાવ છોડી દે. પછીથી તું ફરીથી સફેદ ડેઇઝી અને બટરકપ ઉપર ખાઇ શકીશ અને પી શકીશ.

## ૯ ચાર પાળેલાં પ્રાણી.

પુસીને મૂછોવાળો ચહેરો છે. કીટીની રીતભાત સારી છે. ડૉગીને હૂં જ્યારે બોલાવું છું ત્યારે દોડતી આવે છે. અને તેનું (મન) બધાંને ચહાય તેવું પ્રેમાળ છે.

કુતરો તેના ઓરડામાં પડયો છે. બિલાડી તેના કામળા ઉપર મીયાઉં મીયાઉં કરે છે, અને મને ભેટવા અને પ્રેમ કરવા માટે બાળક મારા ખોળામાં બેઠું છે.

કુલશને અને ખીલાડીને વાશ ફરતી રમાડું છું અને મારા બાળકને છાતીએ દાબું છું અને બચ્ચીઓ કરું છું અને મારું વહાલું બાળક મને બચ્ચીઓ કરે છે.

## ૧૦ દેડકાંનું સંગીત.

દેડકો બોલ્યો, " ક્રોક, ક્રોક, ક્રોક. "

" મે માસમાં વરસાદનો દિવસ છે અને ખાબોચિયામાં ઘણી જગા છે. "

દેડકો કુદકા મારતાં મારતાં બોલ્યો, " ક્રોક, ક્રોક, ક્રોક, જીવડાં તરતા વેલાઓમાંથી પોતાનું પેટ ભરે છે અને હું આજે ભૂખ્યો છું."

દેડકો પાણી ઉડાડતાં ઉડાડતાં બોલ્યો, " ક્રોક, ક્રોક, ક્રોક, હે મારા ભલા પાડોશીઓ જ્યારે તમે મને બોલાવતા સાંભળો ત્યારે તમે આવો નહિ એ ઘણું વિચિત્ર છે. "

દેડકાઓ બોલ્યા, " ક્રોક, ક્રોક, ક્રોક, હવા ઘણી ખુશકારક છે. અને જ્યારે ચંદ્રમા ( આકાશમાં ) ઉપર આવશે ત્યારે અમે બધા આવીશું તથા વાળુ કરીશું અને આપણે બધા એકઠા મળીને અવાજ કરીશું. "

## ૧૧ વસંતઋતુમાં ખેતરમાં (કરવાનું) કામકાજ.

ખેડુત વસંતઋતુમાં શું કરે છે ? પાક લાવે તેવાં બીજ રોપે છે. પણ પ્રથમ ખુબ ખેડીને તથા ઉંડુ હળ ચલાવીને જમીનને ઉંઘમાંથી જગાડે છે.

ખેડુતનો છોકરો, આનંદથી કુદતાં ઘેટાનાં બચ્ચાંની સંભાળ લેવામાં અને ઘણાં જ કોમળ અને નાનાં વાછરડાંને ખવડાવવામાં ઘણોજ ગુંથાયલો હોય છે ( હોવા જોઇએ ). તે દિવસ શરૂ થતાં જ (ઉગતાં જ) ઉઠે છે.

ત્યાર પછી ખેડુતની ઘણી માયાળુ સ્ત્રી બતકનાં બચ્ચાંનો તથા મરઘીનાં બચ્ચાંનો ખોરાક તૈયાર કરે છે. અને જુઓ ! વિચિત્ર નાનું સુવરનું બચ્ચું શું કહે છે. "મને ભૂલશો નહિ, હું આજે ભૂખ્યું છું".

## ૧૨ વસંતના સૂર.

કાગડો કહે છે, " કા, કા, હું જાણું છું કે વસંત ફરીથી આવી છે. અને મારો જન્મ થયો છે એ જેટલું સત્ય છે તેટલું જ ખેડુત અનાજ વાવે છે એ સત્ય છે. (ઈંગ્લંડમાં વસંતઋતુમાં ખેડુતો ખેતરોમાં અનાજ વાવે છે. એટલો કાગડો એમ બતાવે છે કે ખેડુતો અનાજ વાવે છે એ સત્ય છે તેથી વસંતઋતુ બેઠી છે એ પણ સત્ય છે). હું ખાત્રીથી કહું છું. હું તેનું (ખેડુતનું) અનાજ ઉગશે તે પહેલાં હું તેનો (અનાજનો) નાસ્તો કરીશ."

બતક પોતાનો અવાજ "ક્વેક, ક્વેક" કરીને કહે છે કે " કદી આપણું નસીબ આવું સારૂં હતું ! વસંતઋતુએ બરફનું તળાવ સ્વચ્છ કરી દીધું છે. દિવસ ઘણો સુંદર તથા ગરમીવાળો છે, અને જેમ હું તથા ગુડમેન ડોક વિચાર કરતાં હતાં તેમ (હવે) અમને તરવા ગમશે."

દેડકો ખાબોચિયામાંથી કુદકા મારતાં પોતાનો અવાજ " ક્રોક, ક્રોક, " કરીને બોલ્યો; " હું જાહેર કરૂં છું કે વસંતઋતુ નજીક છે, કારણ કે જમીન ઘણી ગરમ અને સારી થઇ છે. જ્યારે નાનાં પક્ષીઓ ગાય છે ત્યારે મને વસંત પર પ્રેમ ઉત્પન્ન થાય છે."

## ૧૩ નાની સ્નોડ્રોપ છોકરી.

નાની સ્નોડ્રોપ છોકરી રસ્તા ઉપર થઇને આવી છે. તેણે ઠંડા શિયાળાના દિવસોમાં સફેદ ડગલો પહેર્યો છે અને રસ્તા ઉપર લીલી ટોપી ઓઢેલી તે (સ્નોડ્રોપ) દેખાય છે.

અફસોસ ! ઉત્તરનો પવન કેવો આસપાસ ત્રાસ વર્તાવતો જાય છે ! જુઓ, જમીન પર બરફ કેટલો ઢગલાબંધ પડેલો છે.

ચહેરા ઉપર વરસાદ અને કરા પડેલા છે એવી તે (સ્નોડ્રોપ) રસ્તા ઉપર પોતાની જગા ઉપર ઉભી છે.

## ૧૪ કાળું પક્ષી ( બ્લેક બર્ડ )

" હે ચળકતી પીળી ચાંચવાળા કાળા પક્ષી ! જો તું ફક્ત બોલી શકતું હોય તો મને કહીશ કે તે (ચાંચ) કેમ પીળી છે?"

(પક્ષીએ કહ્યું)—જો કે હું ફક્ત ગાઈ શકું છું. તો પણ તે ( ચાંચ ) કેમ પીળી થઈ છે તે તમને કહું છું કે "મેં વસંતઋતુને પહેલે દિવસે તેને (ચાંચને) ક્રોકસમાં બોળી હતી."

## ૧૫ મારો વસંત બાનુ.

મારી વસંત બાનુએ લીલો પોશાક પહેર્યો છે. તેણે પ્રાઇમરોઝનો મુગટ પહેર્યો છે. અને નાની કળીઓ તથા કુમળી ડાળીઓ તેના ઝભ્ભાને વળગી પડી છે. જો તે હસે છે તો સૂર્ય પ્રકાશે છે પણ જો તે રડે છે તો વરસાદનાં ટીપાં પડે છે. (વરસાદ આવે છે.)

## ૧૬ નવાં પાંદડાં

લીલાં, સોનેરી અને ઝાકળવાળાં ગુલાબી રંગના કરચલી વગરનાં નાના પાંદડાં પોતાની કિનારીઓ બહાર હલાવે છે, તેમના નાના વાવટા ઉડાડે છે, અને એક બીજા ઉપર પડે છે.

લીલાં, સોનેરી અને ઝાકળવાળા ગુલાબી સુંદર રંગો ચળકે છે. અને ઝાડ ઉપર, વેલાઓ ઉપર અને દ્રાક્ષના વેલાઓ ઉપર બધે તાજાં અને સુંદર નવાં નવાં પાદડાં ( આવી ગયાં છે ).

## ૧૭ ચકલી, ચલ્લી.

ચકલી આવે છે, અને પોતાની પાંખો ઉપર આનંદના દિવસો અને કલાકો લાવે છે. પીઠ ઉપર જુઓ, તેનાં પીછાં કાળાં છે પણ નીચે બરફ જેવાં ધોળાં છે.

## ૧૮ ગોકળગાય.

ગોકળગાય ફળના બગીચામાં ઝાડ નીચે પોતાના સખત ગોળ ઘરમાં રહે છે. તે કહે છે કે, " મારે ફક્ત એક જ ઓરડો છે પણ તે મારે માટે પુરતો છે."

ગોકળગાવ પોતાના નાના ઘરમાં અઠવાડીયાં સુધી રહે છે.

હે ગોકળગાય, તમે ઘેર રહો છો તે ઘણું સારૂં છે, પણ તમારે ત્યાં કોઇ મિત્ર આવતો નથી.

## ૧૯ પવન.

હે પવન, તું આજે કેટલો સખત વાય છે! તું કેટલી બધી વસ્તુઓને ઉડાડીને લઇ જાય છે!

તું ઝાડ પરથી ફુલોને ઉડાડીને લઇ જાય છે.

તું પતંગીયાં અને ભમરાઓને ઉડાડે છે.

તું આકાશમાં પક્ષીઓને આમ તેમ ઉડાડે છે. અને તું વાદળાંને હંકારીને લઇ જાય છે.

કોઇ પણ ઘોડો તારા જેટલી ઝડપથી દોડી શકતો નથી. તું શું કરે છે તે કોઇ માણસ કહી શકતો નથી. તું બારણાં બંધ કરે છે, તું તેને ખુલ્લાં કરી દે છે. પછી તું વળી ઘણે દૂર નાસી જાય છે અને છુપાઇ જાય છે.

હું તારો હમણાં સ્પર્શ કરી શકું છું, તને બોલતાં સાંભળું છું પણ તને જરા પણ જોઈ શકતો નથી.

હું તને મારા હાથમાં પકડી શકતો નથી.

શું તું પરીઓના દેશમાંથી આવતો નથી?

હે પવન, તું આજે કેટલો સખત વાય છે! તું કેટલી બધી વસ્તુઓને ઉડાડીને લઇ જાય છે.

## ૨૦ મારો બાનુ (રાણી) પવન.

મારી બાનુ પવન ઘણી ઉંચી છે. તે જેટલી ઉંચી થઇ શકે તેટલી ઉંચી છે. તેના હાથ ઉંચામાં ઉંચા ઝાડની સૌથી ઉંચી ડાળીને હલાવી શકે છે.

વળી તે આકાશ સુધી પહોંચે છે. વાદળાને ચકર ચકર ફેરવે છે. તેમને ગર્જના કરવા માટે ગબડાવે છે અને વરસાદનાં ટીપાંને હલાવીને બહાર કાઢે છે.

તેમ છતાં તે ઘાસ ઉપર અને ફૂલો ઉપર ખુબ ધીમેથી પસાર થાય છે. મારી બાનુને પસાર થવા માટે તેમને (ઘાસ અને ફૂલોને) ફક્ત માથું જ નમાવવું પડે છે.

જો કે તમે મારી લેડી પવનને ચોકખી રીતે સાંભળી શકો છો. અને છોડવાઓ જે તરત જ ફરીથી ઉંચા થઇ જાય છે તેમના ઉપર થઇને પસાર થતાં જાણી શકો છો છતાં પણ તેને જોઇ શકતા નથી. અને આવી ઉંચી, સુંદરતાથી ભરપૂર, પાછળ વીખરાયલા ચકચકિત વાળવાળી, અને આવા સુંદર ચહેરાવાળી તે કેવી દેખાય છે તે હું જાણું છું.

મારી બાનુ પવન મહત્વવાળી અને મજબુત છે તો પણ તે આનંદથી ભરેલી છે. તે ભગભગ ( હમેશાં ) કહે છે. " મારી નાની છોકરીઓ, આવો, અને મારી સાથે ( દોડવાની ) શરત રમો. "

## ૨૧ ડેઇઝી કેવી રીતે કહે છે કે વસંતનો વખત છે.

( તમે જૂની કહેવત પ્રમાણે કદી નવ ડેઇઝી ઉપર એક જ વખતે તમારો નાનો પગ મૂકવાનો પ્રયત્ન કર્યો છે? જો કર્યો હોય તો આ કવિતા ગાઓ. )

એક જ પથારીમાં એક બીજાને બચ્ચીઓ કરતાં, કોમળતાથી અને ધીરેથી વાતો કરતાં, આનંદથી સૂર્યનો પ્રકાશ તથા ગાયનનો આસ્વાદ લેતાં, નાનાં નવ ડેઇઝી ઉગે છે.

બીડમાં આવો; પોતાનો બરફનો ડગલો લઇને ઘરડો શિયાળો ચાલ્યો ગયો છે. વસંતઋતુ આવે છે કારણ કે નાનાં નવ-ડેઇઝી ઉગે છે.

### ૨૨ ડેઇઝિઝ.

ટોપી ઉપર ચમરીવાળી સફેદ ડેઇઝી બાળકની સંભાળ રાખનારી ( નર્સ ) છોકરીઓ છે અને ડેઇઝીઝ નાની કળીઓ રૂપી જે નાનાં બાળક છે તેને તે પોતાના ખોળામાં બેસાડીને ઉછેરે છે.

જ્યારે પવન નીચો વાય છે ત્યારે નર્સો અને બાળકો પોતાનાં માથાં હલાવે છે અને તમે " હે, હો " એમ ગાઓ.

ડેઇઝીનાં બાળકો કદી રોતા નથી અને નર્સો તેમને કદી લડતી

નથી તેમ જ તેમના સોનેરી ગાલ ઉપરની સુંદર કરચોળીને ક્યારી નાખતી નથી. પરંતુ તેઓ (બાળકો) પવિત્ર અને સફેદ રહે છે અને સૂર્યના ખુશકારક પ્રકાશમાં પોતાનાં માથાં હલાવે છે. (તે વખતે) કેવો સુંદર દેખાવ (થઇ રહે છે)!

ડેઇઝીઝ સ્વચ્છ ભૂરા આકાશમાં રહેલા સોનેરી સૂર્યને ચાહે છે. (કારણ કે) જ્યારે તે (સૂર્ય) તેમના ઉપર કૃપાની દષ્ટિથી જુએ છે અને તેની આનંદદાયક આંખો પલકાવે છે, ત્યારે, એક જ હારમાં રહેલાં, કોમળ અને નમ્ર, નર્સો અને બાળકો પણ તે જ પ્રમાણે પોતાનાં માથાં હલાવે છે.

## ૨૩ કેટલાક કામગરા કારીગરો.

### મોચી.

**બાળક:**—હે મોચી! હે મોચી! મારો જોડો સારો કર, (કરો) તેને એક ટાંકો માર, (મારો) એટલે તે ચાલશે.

**મોચી:**—અહિંઆં સોય (ટાંચણું) અને ખુંટો (મોચીનાં ઓજાર) તૈયાર છે, અને હવે મારા બાળકે સારા જોડા પહેરી લીધા.

(મોચીએ ઓજારોથી જોડા સીવી દીધા અને પછી ઉપર પ્રમાણે બોલ્યો કે મેં મારા નાના બાળકને જોડા સીવીને, સારા બનાવીને પહેરાવ્યા.)

### ૨૪ ખેડુત.

**બાળક:**—હે બ્રાઉન ખેડુત! હે ખેડુત બ્રાઉન! તમે ક્યાં જાઓ છો? જો મને લઇ જાઓ તો હું પણ આવું.

**ખેડુત:**—હું તેમને (નોકરોને) ઘાસ કાપતાં (વાઢતાં) જોવા માટે બીડમાં જાઉં છું, અને હું તેમને ઘાસ સુકું બનાવવામાં મદદ કરીશ.

**બાળક:**—હે બ્રાઉન ખેડુત! હે બ્રાઉન ખેડુત! તમારી મેરી ક્યાં છે? જો તેની ઇચ્છા હોય તો તે (મેરી) પણ આવે.

**ખેડુત:**—જ્યારે હું દરરોજ સવારમાં ઘાસ કાપવા માટે તથા નકામાં છોડ ખોદી નાખવા જઉં છું ત્યારે મેરી પોતાની ગોરસ-શાળા (ડેરી)ની સંભાળ રાખે છે, અને જ્યારે હું ઘાસ કાપતો હોઉં છું અને લણતો હોઉં છું ત્યારે ગોવાલી રેંટીયો ચલાવે છે અને સુતર વીંટે છે.

## ૨૫ ખેતરમાં બધા માણસોનો કામનો દિવસ.

મકાનની ટોચ ઉપરથી મરઘો પોતાનું બ્યુગલ વગાડે છે. માણસો ભંડારમાં અનાજ ઝુડીને તૈયાર કરે છે. છોકરીઓ બીડમાં સુકું ઘાસ બનાવે છે, બતકો નદીમાં તરે છે.

## ૨૬ લુહાર.

**મુસાફર:**—હે સુંદર માણસ, રોબર્ટ બર્ન્સ! તું મારા આ ઘોડાને નાળ બેસાડી શકીશ?

**લુહાર:**—હા, ભલા સાહેબ, હું બીજા માણસ જેવું જ સારૂં કામ કરી શકીશ.

અહીંઆં નાળ અને ઓજાર તૈયાર છે અને હવે, હે ભલા સાહેબ, તમારા ઘોડાને 'નાળ બેસી ગયા.' (લુહારે નાળ બેસાડ્યા અને બોલ્યો કે નાળ બેસી ગયા).

લુહાર આખો દિવસ (લોઢું) ટીપે છે. કારણ કે એનો હથોડો ઘણો ભારે છે અને તેના હાથ ઘણા મજબુત હોય છે. હે બાળકો, જ્યારે લોઢું ગરમ હોય ત્યારે (જરૂર) ઘા કરો. (તક મળે તેનો ઉપયોગ કરો.)

અહીંઆં એક ઘોડો આવે છે. તે (લુહાર) શું કરશે? તે એક સુંદર નાળ તપાવીને તૈયાર કરશે. (માટે) હે બાળકો, જ્યારે લોઢું ગરમ હોય ત્યારે (જરૂર) ઘા કરો. (તક મળે તેનો ઉપયોગ કરો.)

અહીંઆં એક માણસ તુટેલી સાંકળ લઈને આવે છે. (ત્યારે) તે (લુહાર) બધી કડીઓ ફરીથી ટીપીને દુરસ્ત કરશે. બાળકો, જ્યારે લોઢું ગરમ હોય ત્યારે ઘા કરો (તક મળે તેનો ઉપયોગી કરી લો.)

## ૨૭ ચક્કીવાળો અને ભઠીયારો.

હે પવન, તું વા ! અને હે ચક્કી, તું ચાલ ! જેથી ચક્કીવાળો તેનું અનાજ દળે, ભઠીયારો (આટો) લઈ જાય, તેની રોટી બનાવે અને સવારમાં અમારે માટે ગરમ ગરમ રોટી મોકલે.

### રોટી બનાવો.

છોકરો:—હે ભઠીઆરાના માણસ ! રોટી, બનાવો, રોટી બનાવો.

ભઠીઆરો:—હે ભાઈ, મારાથી બનશે એટલી જલદી હું જરૂર રોટી બનાવીશ.

છોકરો:—રોટી બનાવો, એને કાણાં પાડો, અને તેના ઉપર T નિશાન કરો. અને મારા તથા ટૉમી માટે તેને ભઠ્ઠીમાં મૂકો.

## ૨૮ મારી પાસે નાની મરઘી હતી.

મારી પાસે સારામાં સારી મરઘી હતી. ને તે મારી બધી રકાબીઓ ધોતી હતી અને મારૂં મકાન સ્વચ્છ રાખતી હતી. તે મારે માટે લોટ લેવા ચક્કી ઉપર જતી અને એક કલાકની અંદર દોડતી પાછી આવતી. તે મારે માટે રોટલી બનાવતી અને (એલ નામનો) દારૂ લાવતી. (વળી) તે આગ પાસે બેસતી અને સારી વાર્તા કહેતી.

## ૨૯ કુંભાર.

હે સારા કારીગર, માટીની બરણીનો ઘાટ ઘડ.
હે રંગ, તું તેને ચકચકિત અને સુંદર બનાવ.
હે અગ્નિ, હું તારી પ્રાર્થના કરૂં છું કે તું બરણીને ભાંગીશ નહિ.
હે ભલી વસંત, તું તેને દરરોજ ભરી જજે.

## ૩૦ સવારમાં શું કરવું ?

હાથ ધુઓ, હાથ ધુઓ, ડેડી ખેતરમાં ખેડવા ગયા છે.... જો...તમારે તમારા હાથ ધોવા જ હોય તો હમણાં જ ધુઓ.

## ૩૧ શનિવારની રાત્રિ.

જ્યારે મેં આખું અઠવાડિયું સારા થવા માટે પ્રયત્ન કર્યો છે. હું એક પણ ખરાબ શબ્દ બોલ્યો નથી અને મારાથી બને તેટલી દરેક માણસને મદદ કરી છે ત્યારે શનિવારની રાત કેટલી આનંદદાયક લાગે છે!

## ૩૨ મારો ડોગી ખોવાયો છે.

મારો ડૉગી ખોવાયો છે, મહેરબાની કરીને મારે માટે તેને શોધી કાઢો. મારી ખાત્રી છે કે તમે એને બીજાઓ પાસેથી જાણી શકશો (ઓળખી શકશો.) કારણ કે (ડોગી) સુઈ જાય છે તે પહેલાં ગોળ ગોળ ફરે છે. તમે જ્યારે આ પ્રમાણે જુઓ ત્યારે તેને મારી પાસે લાવજો.

તેના કાળા નાક સિવાય તે આખે શરીરે બદામી રંગનો છે. તે જ્યાં જ્યાં જાય છે ત્યાં પોતાની પૂંછડી હલાવતો જાય છે. જ્યારે સુઇ જાય છે તે પહેલાં ગોળ ગોળ ફરે છે. જ્યારે તમે આ પ્રમાણે ફરતો કોઈ કુતરાને જુઓ તો કૃપા કરીને તેને મારી પાસે લાવજો.

## ૩૩ ચા માટે આવેલી બિલાડીઓ.

તેણે શું જોયું? જ્યારે તે ઝાડને ટેકીને ઉભી હતી ત્યારે તેણે શું જોયું? કેમ, આ બધી બીલાડીઓ ચા માટે આવી હતી.

ચારે તરફથી બહાર આવતી બિલાડીઓનું દશ્ય કેવું સુંદર છે! બધા ઘરમાંથી તેમને બહાર આવવા દીધી છે. અને અહિંઆં તે બધી દોડાદોડ અને બૂમો પાડતી આવી છે.

તેઓ ફક્ત "મીઆઉં, મીઆઉં, મીઆઉં" એટલું જ બોલી શકે છે. અને "અમે આશા રાખીએ છીએ કે તમે આજે સારા છો." અરે, તે શું કરે છે. તે કેટલું બધું દૂધ પી જાય છે! કારણ કે તે અહિઆં "મીઆઉં, મીઆઉં, મીઆઉં" કરે છે.

તે જાણતી નથી. અરે, તેને રોટલી અને માખણ ભાવે છે કે નહિ તે તે જાણતી નથી. તેઓને નાના ઉંદરોની (ઉંદરો પકડી ભક્ષ કરવાની) ઇચ્છા હોય છે! 'હે, હે, હે,'

મારી વ્હાલી, હે, મારી વ્હાલી! બધી બિલાડીઓ ચા માટે આવી છે.

## ૩૪ મોટું ઘડીઆળ.

ઘડીઆળ આનંદથી " ટીક, ટૅાક, ટીક, ટૅાક " ગાય છે. હવે કામ કરવાનો વખત થયો છે. હવે રમવાનો વખત થયો છે. ઘડીઆળ આનંદથી "ટીક, ટૅાક, ટીક, ટૅાક" ગાય છે.

## ૩૫ ઘુવડ.

હે ગોળ મોઢાના ઘુવડ ! તું મોટી આંખોવાળો અને મોટા માથાવાળો ઘણો બુદ્ધિવાળો દેખાય છે. પણ મારી ખાત્રી છે કે તું "ટુહીક, ટુહુ" બોલવા સિવાય બીજું કંઈ કરતો નથી.

## ૩૬ બે કુતરા.

કોલસાની ભૂકી ભરવાના વાસણ પાસે અગ્નિની બાજુમાં બે નાના કુતરા બેઠા હતા. એક કુતરાએ બીજા કુતરાને કહ્યું, "જ્યારે તું વાત નથી કરતો, (ત્યારે) હું શા માટે (વાત કરૂં?)

## ૩૭ સુખી દૂનિયા.

ભમરો (મધમાખી) રખડે છે. બદામી (ભુખરા રંગનો) ભમરો આનંદી છે. તે ફુંડાંની ચમરીમાંથી ખોરાક મેળવવા માટે આ રસ્તેથી પસાર થાય છે. હે બદામી ભમરા ! તું ગણગણાટ કરતો શું કહે છે? "આજે આ દુનીયા કેટલી બધી સુખી છે?"

છજાંઓ નીચે માળામાં બધાં પક્ષીઓ છે. ખેતરના ઉંદરો પુળાઓમાં રમ્યા છે અને આનંદ કર્યો છે. આપણે પણ રમ્યા છીએ અને આરામ કર્યો છે. આપણામાંથી કોઇને કંઈ ફરીયાદ નથી. આખી દુનિયામાં કોણ દુઃખી છે?

## ૩૮ સુખી બાળક.

મારૂં નાનું મકાન લાલ છે અને હું સુખી બાળક છું. હું આખો દિવસ હસું છું અને રમું છું. હું ભાગ્યે જ રડું છું. મને સૂર્યના તાપમાં છાંયા આપવા માટે લીલું લીલું ઝાડ છે. જ્યારે મારૂં

બધું કામ પુરૂં થાય છે ત્યારે હું ઘણીવાર તેની નીચે બેસું છું. હું નાની ટોપલી લઇને શહેરમાં એક આંટો મારીશ. અને જ્યારે હું ફરીથી ત્યાં જઇશ ત્યારે કેટલીક રોટલી ખરીદીશ અને મારો ચળકતો અડધો ક્રાઉન ખરચીશ.

**૩૯ ગણગણતો ભમરો અને ક્લોવર ( સુગંધી ઝાડ–ઘાસ ).**

એક મોટો ભમરો પૈસાથી ભરેલા ખીસ્સા સાથે ગણગણતો આવ્યો. ( અને બોલ્યો ) " સવારની સલામ, હે ભલી. ક્લોવર મધની શું કિંમત છે ?" ક્લોવરે કહ્યું, "સાહેબ. તમારી મેળે લઇ લો. હે, મોટા ભમરા, તમે ઘણા મધુરા છો, જો કે ક્લોવર (હું) ઘણો ગરીબ છે તો પણ તે કદી પોતાનું મધ વેચશે નહિં."

**૪૦ અવાજ કરતી મરઘી.**

(મરઘાએ કહ્યું)–હે મારી નાની સ્ત્રી, તું મારી સાથે ફરવા આવીશ ? જવના ખેતરમાં જવ છે અને સુકા ઘાસમાં તેનાં બીજ છે. અવાજ કરતી મરઘી બોલી. "તમારો ઉપકાર માનું છું (પણ) મારે બીજું કામ કરવાનું છે. હું મારાં ઈંડાં ઉપર બેસવાના કામમાં ગુંથાયલી છું એટલે તમારી સાથે ફરવા આવી શકું તેમ નથી."

અવાજ કરતી મરઘી બોલી "કલક, કલક, કલક, મારાં નાનાં બચ્ચાં જલદી સેવાઇ જશે (માટે) મારે તેમને માટે હવે વિચાર કરવો જોઇએ."

(આમ) બોલતી મરઘી તેનો માળો જે સુકા ઘાસમાં બનાવેલો હતો ત્યાં બેઠી અને તેની છાતી નીચે ગરમ અને સંતાયલાં બાર ઈંડાં હતાં.

બધાં ઈંડાં ફાટયાં, અને નાનાં મરઘીનાં બચ્ચાં બહાર નીકળ્યાં, મરઘીએ અવાજ કરતાં કરતાં કહ્યું. " હવે તમે બધાં મારી પાસે છો. હે મારાં નાનાં બચ્ચાં, આવો, હું તમારી સાથે ફરવા જઇશ." કોઠાર પાસેનો મરઘો (આ બધાંને જોઇને ચકિત થઇ ગયો અને) બોલ્યો, "ડૂડલ ડૂ" (કુકરે–એ–એ–કુક.)

## ૪૧ ગાય.

"હે બૂમ પાડતી સુંદર ગાય, તું મને કહીશ કે તને ખેતરો શા માટે આટલાં બધાં ગમે છે? તું સફેદ ડેઇઝીનાં ફૂલને કચરી નાખતી નથી. તું આટલા બધા તેજસ્વી આકાશ તરફ જોતી નથી, તો હે બૂમ પાડતી ગાય, તું મને સત્ય કહેજે કે જ્યારે તું બૂમ પાડે છે ત્યારે તું સુખી હોય છે?"

"હું ડેઇઝીનાં ફૂલને તોડી નાખતી નથી, મને એટલા બધા પ્રકાશિત આકાશની દરકાર નથી. પણ આખો દિવસ હું પડી રહું છું અને તાજું, મહેર, અને આનંદકારક ઘાસ ખાઉં છું કે જે તમારે માટે સુંદર દુધ બનાવે છે. અને તેથી જ્યારે હું બૂમ પાડું છું ત્યારે સુખી હોઉં છું."

## ૪૨ ગુઝી ગ્રે.

મીસ્ટ્રેસ ગુઝી ગ્રે દરરોજ તેનાં નાનાં બચ્ચાંની સંભાળ લેવામાં કેટલી બધી ગુંથાયલી હોય છે? તે તેમને સવારમાં ઉઠાડે છે અને રાત્રે તેમને પૂરી દે છે; અને તેઓ સારી રીતે ઉછરે એવી રીતે તેમને કેળવણી આપે છે. કેવી રીતે બોલવું, કેવી રીતે દેડકાં પકડવાં અને લાકડાના કડકાને દૂર કરવા માટે કેવી રીતે ડુબકી મારવી અને પાણીને હલાવવું (આ બધું) તેમને શીખવવાનું હોય છે. કબુતરની માફક પગ ઉપર ઉભા ન રહેતાં ઘાસને કેવી રીતે ચાંચો મારવી, અને જ્યારે રસ્તા ઉપર ચાલતાં હોય ત્યારે મહત્વપૂર્ણ (રૂવાબમાં) કેવી રીતે દેખાવું તે તેમને બતાવે છે. અને તે રોજ રાત્રે વાળુ વખતે તેમને હારમાં ઉભાં રાખે છે અને તેમનાં પીછાં ઉગે તેટલા માટે તેમને ડેન્ડેલીયન (ખાવા માટે) આપે છે.

## 42 રોબીને શું કહ્યું?

રોબીન પક્ષીઓ પોતાના માળા કેવી રીતે બાંધે છે? લાલ છાતીવાળા રોબીને મને કહ્યું છે કે, "તેઓ પ્રથમ ઍમ્બરના ઘાસની નાની પુળીઓ (તણખલાં) ગોળ ફરતી ગોઠવે છે. પછી સારાં સારાં ગીત

ગાતાં ગાતાં રૂવાંવાળા નરમ રેશમના ટુકડા, પીછાં, લીલના ટુકડા વિગેરે આમતેમ, આડાઉભા ગોઠવે છે." એવું રોબીને મને કહયું છે.

રોબીન પક્ષીઓ પોતાના માળા ક્યાં છુપાવે છે? લાલ છાતીવાળા રોબીને મને કહ્યું છે કે, "જ્યાં સૂર્યનાં કિરણ ભાગ્યે જ પહોંચે એવી ઉંડી પાંદડીની ઘટામાં (તે પોતાના માળા છુપાવે છે). પવન ઠંડો થાય તે પહેલાં (શિયાળા પહેલાં) પાંદડાં સોનેરી થયા પહેલાં (સૂકાઇ જાય તે પહેલાં) ચળકતિ આંખોવાળા તારાઓ ડોકીયાં કરશે અને એક, બે, ત્રણ (એમ) રોબીનનાં બાળકને જોશે." મને રોબીને એ પ્રમાણે કહયું છે.

## 43 નાનો અક્કડબાજ માણસ

એક અક્કડબાજ માણસ છે. તે બધો પીળો પોશાક પહેરે છે અને બધા પીળામાં લીલો ડગલો પહેરે છે. તેના બધા ગુંચળાંવાળા અને ગુચ્છાદાર વાળ હતા. તે વસંતઋતુમાં સવારમાં લીલા ઘાસ ઉપર ફરતો દેખાય છે. તે સુંદર જુન મહિનામાં ખુશી થઇને કુદકા મારનાર માણસની માફક રસ્તા નીચે ટેકરીની બાજુમાં ફરે છે. તેના (માથા ઉપર ટોપીમાં ખોસેલાં) પીળાં પીછાંની આસપાસ મ્હેકતા આગીઆ રહે છે. અને સ્કાયલાર્ક (એક જાતનું પક્ષી) અને દેડકો તેના સાથીદારો છે. નાનો ડેન્ડી ઘણો ચપળ અને બાહોશ છે અને ખીણોમાં સોનેરી (કપડાંવાળો) નૃત્ય કરનાર હોય તેવો દેખાય છે. તે લીલો અને પીળો, (લીલા અને પીળા પોશાકવાળો) સુખી માણસ (છે). દરેક બાળક તેને ખુબ ચાહે છે. પણ છેવટે આ ન્હાની વ્યક્તિ પોતાનો પીળો છેલબટાઉ ડગલો ઉતારે છે અને લીલા મેદાન ઉપર નબળાઇથી ધ્રુજતા પગ વડે ચાલે છે. કારણ કે તે ઘરડો થયો છે. વળી બધા સફેદ અને ઉડતા વાળવાળો તે ડોકું ધ્રુજાવતો સૂર્યના પ્રકાશમાં દેખાય છે. સવારનો મંદ મંદ પવન ઘાસ ઉપર થઇને આવે છે. તે આનંદમાં આવી જઈ તેની આસપાસ તાળીઓ પાડે છે.

તેઓ તેને જરા પણ જણાવ્યા વગર જોરથી હલાવે છે. અને અફસોસ! ટોપી પડી જાય છે. અને હવે નાનો ડેન્ડી તાલ-વાળો છે (દેખાય છે).

હે એક વખતના ચપળ અને હોશીયાર, લીલા ઘાસ ઉપર નૃત્ય કરનાર ડેન્ડી! તું ઘરડો થતો જાય છે. (તારા) ધોળા વાળ ઉડે છે, (અને તું) હવે (માથામાં) તાલવાળો નાનો ડેન્ડી છે.

## 44 શહેરમાં.

પોળમાં આખો દિવસ માણસો આમતેમ જાય છે અને આવે છે. અને તે જ્યારે આવે છે ને જાય છે ત્યારે પગનો કેવો અવાજ થાય છે! એક તરફથી મીસ્ટર જેન્ટલમેન આવે છે અને એક તરફથી મીસ્ટ્રેસ લેડી આવે છે. સૂર્યનો તાપ છે તે બાજુમાં એક જણ ચાલે છે અને બીજી છાયાવાળી બાજુમાં ચાલે છે.

### ગીત

"તબીયત સારી છે ને? આનંદમાં છો ને?"
"ઘણી સારી રીતે, તમારો ઉપકાર માનું છું. તમે કેમ છો?"

કેટલાક વેપાર માટે બહાર ગયા છે, કેટલાક આનંદને ખાતર બહાર ગયા છે, કેટલાક કામના ઘણા દબાણને લીધે જલદી જલદી જાય છે અને કેટલાક ઘણા આરામથી જાય છે.

(એક બાજુથી) કેપ્ટન ફ્રાઇટવે અહીં આવે છે.
(બીજી બાજુથી) ડૉકટર પીલબોક્ષ અહિં આવે છે.
(એક બાજુથી) મીસ્ટર વ્હાઇટવે આવે છે.
(બીજી તરફથી) વકીલ વીલબોક્સ આવે છે.

### ગીત.

તબીયત સારી છે ને? આનંદમાં છો ને?
ઘણી સારી રીતે, તમારો ઉપકાર માનું છું, તમે કેમ છો?

## 45 દૂધવાળો.

વરસાદ, ઝાકળ, બરફ, ગરમી કે શરદી, (ગમે તે હોય તો પણ) હું એક છેડાથી બીજા છેડા સુધી મુસાફરી કરૂં છું. જે મલાઈ અને દૂધ તમે મારી પાસેથી ખરીદો છો તે આખા શહેરમાં સૌથી ઉત્તમ છે. કારણ કે કસ્ટાર્ડસ, પુડીંગ અને ચહા માટે તમે જે દૂધ મારી પાસેથી ખરીદો છો તેના જેવું દૂધ (શહેરમાં) મળતું નથી.

## 46 શહેરમાં નવા જોડા.

જ્યારે હું મહોલ્લામાં ચાલું છું ત્યારે મને મારા પગ તરફ ધ્યાન દઈને જોવાનું ઘણું ગમે છે. કદાચ તમે જાણતા નથી કે માએ (મારી બાએ) મારા માટે નવા જોડા આણ્યા છે! જ્યારે ડાબો પગ ચાલે છે ત્યારે હું બોલતો નથી પણ તેના આનંદદાયક અવાજને સાંભળું છું.

## 47 મફીન વેચનારનો ઘંટ.

(જ્યારે મફીન વેચનાર માણસ મફીન લઈને પોળોમાં વેચવા નીકળે છે ત્યારે તેની સાથે એક ઘંટ રાખે છે જે) "ટીંકલ, ટીંકલ, ટીંકલ" (એવો અવાજ કરે છે અને કહે છે કે) તમે જાણો છો? એ મફીન વેચનાર છે. મફીન વેચનારનો ઘંટ "ટીંકલ, ટીંકલ" બોલે છે. કંઈ પણ ક્રમ્પેટસ, કંઈ પણ મફીન અથવા કંઈ પણ રોટી (શાઈને જોઈએ છે) અહીંઆં ઘણી વેચવાની છે.

ફરીથી ઘંટ વાગે છે, "ટીંકલ, ટીંકલ, ટીંકલ" પણ (આ વખતે) તે ઘણે દૂર વાગે છે. (અને કહે છે કે) "જો તમે મારી મફીન અને રોટી નહિ ખરીદો તો મારે આજે તે મારે ઘેર પાછી લઈ જવી પડશે."

( જુઓ મિનિંગનું પાનું ૩૮ મું. )

## મોચીની દુકાન.

એક મોચીની દુકાનમાં એક વખતે એક બુટ, એક શુ અને એક સ્લીપર એક હારમાં રહેતાં હતાં, પણ બુટ, શુ ને સ્લીપર

સાથે કંઇ જ (ઓળખાણ) નહોતું, કારણ કે તે હલકી હતી. પણ એક વખતે રાજા, રાણી અને તેમની છોકરી મોચીની દુકાને આવી ચડયાં. અને બુટ અથવા શુ કોઇ તેને (તેના પગને) માફક આવ્યું નહિ (એટલે) સ્લીપર (તેની સાથે) બૉલમાં (નૃત્ય કરવાના ઓરડામાં) ગઇ. (છોકરીને બુટ અને શુ પગમાં બેસતાં ન આવ્યાં તેથી તેણે સ્લીપર ખરીદી અને તે પહેરીને તે બૉલમાં ગઈ).

## ૪૮ સ્ટેશન.

સ્ટેશન ઘણી ઉદ્યોગી જગા છે. (ત્યાં) માઇલોના માઇલ સુધી લાંબી ગાડીઓ હોય છે કે જે આખો દિવસ, આખી રાત અને વરસાદ વરસતો હોય તો પણ દોડે છે.

ત્યાં માણસોનાં ટોળેટોળાં કોથળીઓ (પોટલીઓ) અને પેટીઓ સાથે હોય છે, અને એક સરખો વાદળી રંગનો પોશાક પહેરેલા જથ્થાબંધ માણસો (પોર્ટરો) તે (કોથળીઓ અને પેટીઓ) ઉચકવા માટે ત્યાં (ઉભા) છે.

અને જ્યારે તમે સીસોટી વાગતી સાંભળો છો ત્યારે તેની સાથે (સીસોટીની સાથે) ગાડી ઉપડે છે અને દરેક માણસ "ગુડ–બાય" (છેવટની સલામ) એમ બોલે છે અને મને ફરીથી બચ્ચી કરે છે.

## ૪૯ ઉનાળાનું ઝાપટું.

પાંદડાંએ કહ્યું, "હે પક્ષીઓ, જલદી કરો! જલદી કરો! જુઓ, આ બધાં મોટાં ઝાડ કેવા ગભરાટમાં છે!"

નીચે ઝાડમાં પાંદડાંવાળા દ્રાક્ષના વેલાએ કહ્યું, "હે, તીડ! અને તમરા! તમે જલદીથી નીચે આવી જાઓ."

ગુલાબે કહ્યું, "ભમરા અને કરોળીયા, તમે અહીં આવો, હે કીડી, અહીંઆં જગા છે, હે માંખી, તેની (કીડીની) સાથે બેસો. હે પતંગીઆ, જ્યારે વરસાદ વરસે ત્યારે આ ઝાડીમાં રૉબીન (એક જાતનું પક્ષી) ની પાસે આરામ લો."

(ઉપર જણાવેલાં બધાં પ્રાણીઓ કહે છે ):—"શા માટે? (અમે બધાં આવીએ) સૂર્ય ત્યાં છે. (સૂર્યનો પ્રકાશ થયો છે) અને પક્ષીઓ ગાય છે, હે વ્હાલાં પાંદડાંઓ, છેવટની સલામ, અમે બધાં ઉડી જઈશું." ભમરાએ ગુલાબને કહ્યું, "તમે બોલાવ્યા માટે તમારો ઉપકાર માનીએ છીએ અને વરસાદ આવશે ત્યારે ફરીથી આવીશું.

## ૫૦ ( સંપૂર્ણ ) ગોળ અને પીળો ચંદ્ર !

હે ઉંચે ( આકાશમાં ) ગોળ અને પીળા દેખાતા ચંદ્ર! તને આકાશમાં ચકચકિત જોવા માટે હું કેટલું ચાહું છું (મારી ઈચ્છા છે.) જ્યારે તને હું ત્યાં જોઉં છું ત્યારે ઘણી વાર નવાઇ પામું છું. (કારણ કે) પવનમાં લટકતો તને તે શી રીતે સળગાવતા હશે? (તું અદ્ધર લટકે છે અને તું પ્રકાશે છે તેથી મને નવાઇ લાગે છે કે તને એ અજવાળું ક્યાંથી અને શી રીતે મળે છે ).

જ્યારે રાત્રિ જતી રહે છે (પૂરી થાય છે.) અને સૂર્ય ટેકરી ઉપરથી આખરે ડોકીયાં કરતો આવે છે ત્યારે સવારમાં તું ક્યાં જાય છે.? જ્યારે તું એમ ધારતો હોઈશ કે હું મારી પથારીમાં લપાઇને ઉંઘું છું તે વખતે મારા માથા ઉપર ચુપકીથી ઘણી વાર જોઉં છું

## ૫૧ ડેન્ડેલીયન.

"હે સોના જેવાં પીળાં ડેન્ડેલીયન! તમે આખો દિવસ શું કરો છો?"

(ડૅન્ડેલીયન જવાબ દે છે ):—"બાળકો રમવા આવે ત્યાંસુધી હું ઉંચા લીલા ઘાસમાં રાહ જોઉં છું"

"હે સોના જેવાં પીળાં ડૅન્ડેલીયન! તમે આખી રાત શું કરો છે?"

(ડૅન્ડેલીયન જવાબ દે છે ):—"જ્યાંસુધી ઠંડુ ઝાકળ પડે અને મારા વાળ લાંબા અને સફેદ થાય ત્યાંસુધી હું રાહ જોઉં છું."

"અને જ્યારે તમારા વાળ ધોળા થાય છે અને બાળકો રમવા આવે છે ત્યારે તમે શું કરો છો?"

(ડૅન્ડેલીયન જવાબ દે છે ):—"તેઓ મને તેમના ખાડાવાળા હાથોમાં લે છે અને મારા વાળ ઉડાડી મૂકે છે."

## ૫૨ પરીઓનું ગીત.

સૂર્યના પ્રકાશમાં બટરકપ ( એક જાતનું પીળું ફૂલ ) સોનાના પ્યાલા જેવું દેખાય છે. કદાચ પરીઓ તેમાં ( બટરકપમાં ) રહેલાં પાણીનાં ટીપાં પીવા માટે આવતી હશે.

ચારે તરફ સફેદ કિનારવાળા સોનેરી હૃદયવાળાં ડેઈઝીનાં(સૂર્યમુખી) ફૂલ પરીઓ માટે દરરોજ રાત્રે વાળુ કરવાની રકાબીઓ છે.

નરમ લીલાં, (ઘાસવાળું ઓશીકું બને છે અને લીલાં પાંદડાં તંબુ બને છે. કે જ્યાં રાત્રિ ગાળવા માટે પરીઓ આરામ લે છે અને ઉંઘે છે.

બ્લ્યુબર્ડ હાલરડું ગાય છે, આગીઆ અજવાળું આપે છે, અને ઝબકતા તારાઓ પ્રકાશિત મીણબત્તીઓ છે, ( માટે ) હે પરીઓ ! ( તમે બધી ) આખી રાત ઉંઘો. ગુડનાઈટ—રાતની સલામ.

## ૫૩ સોનેરી કુંચીઓ.

દરેક દિવસને આનંદથી પ્રકાશાવવા માટે મારી પાસે કુંચીઓનો ઝુમખો છે.

" ગુડ મૉર્નીંગ " (સવારની સલામ–ભલી સવાર) નામની સોનાની કુંચી છે કે જે મારે માટે દરેક દરવાજા ઉઘાડે છે.

જ્યારે રાત પડે છે ત્યારે હું "ગુડ નાઇટ" કહું છું અને દરેક સુખી દિવસના દરવાજા બંધ કરૂં છું.

જ્યારે મેજ પર જમવા બેસું છું ત્યારે મારા કુંચીઓના ઝુમખામાંથી " ઇફ યુ પ્લીઝ " (જેવી આપની ઇચ્છા) નામની કુંચી હું બહાર કાઢું છું.

જ્યારે મિત્રો મને કંઇ વસ્તુ આપે છે ત્યારે હું " થેન્ક યુ " (આપનો ઉપકાર) નામની નાની કુંચી વાપરીશ.

જો હું ભૂલથી કોઇને કંઇ ઇજા કરૂં તો " એસ્કયુઝ મી, બેગ યોર પાર્ડન " ( એ કુંચીઓનો ઉપયોગ કરૂં છું. )

અને જો મેં ઘણી જ નિર્દય રીતે ઇજા કરી હોય તો "ફરગીવ મી" નામની કુંચી વપરાય છે અને જેથી મને માફી મળે છે.

હું આ કુંચીઓને સોનાની કડીમાં બાંધીશ જેનો મુદ્રાલેખ "માયાળુ થાઓ" એવો છે.

હું વારંવાર દરેક સોનાની કુંચીનો ઉપયોગ કરીશ અને પછી નમ્ર બાળક બનીશ.

## ૫૪ હા અથવા ના

હા અથવા ના! રહો અથવા જાઓ! તે કદી કહી શકતો નથી! અને તે કદી કહી શકવાનો નથી!

જ્યારે બાર્નબાય પોતાના નાના માથામાં ગભરાયો છે (જ્યારે બાર્નબાયનું નાનું મગજ આનો ફેંસલ કરી શકતું નથી) ત્યારે આપણે રાહ જોવી જોઇએ નહિ (નહિ તો) આપણે બધા મોડા થઇશું.

તમે શું કહો છો? દૂર અને દૂર! દૂર દૂર નાશી જવાનું તમે કહો છો રહેવાનો કે જવાનો નિશ્ચય કરો.

તમારો કાર્યક્રમ નક્કી કરો, અને માણસની માફક બહાર પગ મૂકો. અને તમારાથી બની શકે તેટલી ઝડપથી તમારી સુગંધીની પાછળ દોડો.

## ૫૫ દોડતી, રમુજી, ખીશકોલી.

તે (ખીશકોલી) દોડતી, રમુજ કરતી, આનંદથી કુદકા મારતી ઝાડની ટોચ પર ઉંચે જાય છે.

ચકર ચકર. ગોળ ગોળ ફરતી તે એકદમ જમીન પર દોડી આવે છે.

રૂવાંવાળી. ગુંચળાંવાળી પીંછા જેવી ઉંચી, અને સઢ જેવી પહોળી (તેની) કેવી (સુંદર) પૂંછડી (છે)!

તેનું સાંજનું ખાણું ક્યાં છે? ઝાડની છાલમાં (છે). તે (છાલ) કરડાવાથી (ખીશકોલીના કરડવાથી) ફાટીને બહાર પડી ગઇ.

## ૫૬ કરોળીયો.

એક ભૂખ્યા કરોળીયાએ ઘણા જ સુંદર (બારીક) તાંતણાની જાળ બનાવી (કરોળીયો પોતાના શરીરમાંથી એક જાતના તાર કાઢે છે અને

તેની જાળ બનાવે છે). તમારી નાની આંગળીઓ તે નાની પાતળી હારને ભાગ્યે જ અડકી શકે.

જ્યાંસુધી જાળ તૈયાર થઇ નહિ ત્યાંસુધી તેણે ગોળ ગોળ, સીધું, આગળ અને પાછળ એ પ્રમાણે કાંત્યું. ( કરોળીઆએ જાળ તૈયાર કરવા માટે પોતાના શરીરમાંથી તાર કાઢ્યા અને તે તારને ગોળ ગોળ ફરીને આગળ તથા પાછળ જઇને એટલે કે ચારે તરફ ફરીને જાળ બની ને તૈયાર થઈ ત્યાં સુધી તાર કાઢવાનું ચાલુ રાખ્યું).

જ્યારે તે તૈયાર થઇ ત્યારે તે કેવી સુંદર ચળકતી જાળ (દેખાતી) હતી! તેને સૂર્યના પ્રકાશમાં લટકતી જોવા માટે બધી નાની માખીઓ આવી.

ચારે તરફ ગોળ ગોળ તે ફરી અને નાચી તથા જાળની આરપાર ગઇ તથા પાછી આવી અને તેમણે જાળને જોઇ.

કરોળીઆએ માંખીને કહ્યું " હું ભૂખ્યો છું, ઘણો ભૂખ્યો છું! જો તમે જાળમાં પકડાઇ હોત તો જલદીથી જરૂર મરી જાત " પણ ફરીથી એક વાર ગોળ ગોળ અને જાળની આરપાર તેઓ પહેલાંની માફક પાંખો ફફડાવતી ઝડપથી નીકળી ગઇ અને પાછી આવી.

કારણ કે બધી માખીઓ કરોળીઆ પાસે જવાનું સાહસ કરવામાં ઘણી ડાહી હતી. તેમણે તેમની પાંખો ફફડાવી અને જરા વધારે મોટા કુંડાળામાં ઉડવા માંડ્યું. ગોળ ગોળ, અને આસપાસ તેઓ ગઇ અને પાછી આવી અને પછી તેઓ ઉડી ગઇ.

## ૫૭ સમુદ્ર કિનારે.

## મોજાં અને હોડી.

હે નાનાં મોજાં! હું નાની હોડી લાવ્યો છું કે જે (મારા) બાપાએ મારે માટે બનાવી છે. કારણ કે હું તારા રૂપેરી સમુદ્ર ઉપર તેને તરતી જોવા ઇચ્છું છું.

તારા નાના હાથમાં તેને લે અને સોનેરી રેતી પર તેને લઇ જા.

તે કેવી સુંદર હોડી છે! બાપાએ પોતાની હોડી જેવાં ઘણાં નાનાં, સઢ, થાંભલો વગેરે બનાવ્યાં છે, અને હું તેનું નામ "સન" પાડવાનો છું કારણ કે બાપાની હોડીનું પણ તે જ નામ છે.

હે નાનાં મોજાંઓ! આવો, અને મારી હોડીની આસપાસ ફરી વળો. જ્યારે પાણી ઘુંટી બરોબર ઉંડું થશે ત્યારે હું તેને તરતી જોઇશ. (મુકીશ). અને જાણે તે તારી સાથે ને સાથે હંકારતી હોય તેમ તું તારૂં ઘણું જ મધુર ગાયન ગાજે.

તું મને કહે કે ઉનાળાના બધા દિવસોમાં કિનારા ઉપર જતાં અને આવતાં તું શા વિષે ગાય છે અને શું કહે છે.

દરીઆમાં ઘણે દૂર ગયેલાં વહાણો રૂપેરી સમુદ્રમાં આવેલા સોનેરી કિનારાવાળા બેટો જોઇને કેવી રીતે બહાદુરીથી અને શૂરાતનથી હંકારાય છે તે વિષે તું મને તથા મારી હોડીને કહે.

## ૫૮ રેતીની રસોઇ.

ચળકતા સૂર્યના પ્રકાશમાં રોટી પકાવો. મારે માટે "પાઇ" (એક જાતની રોટલીનું નામ) બનાવો અને "બન" (એક જાતની રોટલીનું નામ) બનાવો.

આપણે માટે મલાઇ સમુદ્રમાંથી લાવો અને જમીનને આપણી ખાંડ બનાવો. અને રેતીમાં ઉગતા (થતા) પથ્થર આપણા "પ્લુમ" (એક જાતનું ફળ) છે.

## ૫૯ રેતિના મહેલ

એક સુંદર પ્રકાશિત ઉનાળાના દિવસે સમુદ્રને કિનારે અમે ફરતા હતા. (ત્યારે) છોકરાઓ લઇ જઇ શકે તેના કરતાં વધારે છીપોલા (શંખ) અમે જોયા.

અને પછી અમે એક મહેલ બનાવ્યો જેમાં લીલા ઘાસનાં મેદાનને બદલે રેતીનાં મેદાન બનાવ્યાં. સીડીઓ, મીનારાઓ, અને બારીઓ બનાવી અને કાચને બદલે પ્રકાશિત છીપોલાં વાપર્યાં.

## ૬૦ નાનાં બીજ

"મીલ્કવીડ" (એક જાતના વેલા)ના પારણામાં દબાઈ રહેલાં અને ગરમ નાનાં બીજ બધી ઈજાઓથી સહીસલામત રીતે છુપાયલાં છે. હે પવનભાઈ! તમે આવો, પારણાને ખુલ્લું કરો. તેને ઉંચે પકડી રાખો અને તેમને (બીજને) ઉડવામાં મદદ કરો.

## ૬૧ નાનાં પાંદડાં, આવો.

એક દિવસે પવને કહ્યું 'હે નાનાં પાંદડાં આવો, મારી સાથે લીલાં ખેત્તરોમાં ચાલો અને રમો. તમારા લાલ સોનેરી પોશાક પહેરો, કારણ કે હવે ઉનાળો જતો રહયો છે અને દિવસો ઠંડા થવા લાગ્યા છે. (ઠંડીના દિવસો આવે છે)

જ્યારે પાંદડાંએ પવનનો મોટો અવાજ સાંભળ્યો કે તરત જ બધાં ઉડતાં ઉડતાં નીચે આવ્યાં અને તેમને આવડતાં હતાં તેવાં મધુર અને નાનાં ગીત ગાતાં ગાતાં બદામી રંગનાં ખેતરો ઉપર તે નાચ્યાં અને ઉડયાં.

નાચતાં અને ગોળ ફરતાં નાનાં પાંદડાં ગયાં. તેમને શિયાળાએ બોલાવ્યાં હતાં અને (તેથી) તેઓ સંતોષ પામ્યાં હતાં. તેઓ માટીની પથારીમાં જલદીથી ઘસઘસાટ ઊંઘી ગયાં અને તેમના માથા ઉપર બરફે ઢાંકણું મૂકયું. (બરફ પથરાયો)

## ૬૨ ચેસ્ટનટનું જોડવું.

પવને જોરથી બૂમ પાડીને ચેસ્ટનટ (એક જાતનું ફળ છે)ના જોડવાને કહ્યું, 'ખુલ્લું થઇ જા. અને મારી પાસે ફાટીને આવ." (આવું કહીને) જયાંસુધી જોડવું ડરથી ધ્રુજવા લાગ્યું ત્યાંસુધી તે તેના બધા બળ સાથે વાયો પણ તેણે એક કડકો પણ ખુલ્લો કર્યો નહિ. (પવન ઘણા જોરથી વાયો તો પણ ચેસ્ટનટનું જોડવું ફાટયું નહિ). પછી નાના લીલા જોડવા સાથે સૂર્ય મંદહાસ્ય કરવા લાગ્યો અને ફોસલાવવા લાગ્યો કે, "મહેરબાની કરીને મારે માટે ઉઘાડો." અને તે એટલા જોરથી પ્રકાશ્યો કે ડરનું માર્યું જોડવું ઝાડનાં પાંદડાંમાં છુપાઇ ગયું.

ટેકરી પરથી ઉતાવળું ઉતાવળું ઝાકળ આવ્યું અને હો હો કરીને

હસ્યું. (જેથી) જોડનું પણ તેની બદામી રંગની બાજુઓ ફાટી ત્યાં સુધી હસ્યું અને (તેમાંથી) ત્રણ ચેસ્ટનટ નીચે પડયાં.

## ૬૩ ખોવાયો ! નાનો જોડો.

"હે (ભાઇ), મારો નાનો જોડો કોણે જોયો છે ? મારો નાનો જોડો, મારો નાનો જોડો કોણે જોયો છે ?

"હે વ્હાલા સાહેબ, ખીશકોલી, તમે જોયો છે."

( ખીશકોલીએ કહ્યું ):–" ના, મેં તમારો નાનો જોડો જોયો નથી, પણ જો તમે મારાં ફળ અંદર મૂકવા માટે કોઈ મોટા ઝાડ પાસે (જોડાને) લઇ જવાનું કહેશો તો તે કામ માટે ચાલશે. અને જો હું તમારો નાનો જોડો શોધી શકું તેમ હોઇશ તો જોઇશ."

"ના, વ્હાલી ખીશકોલી, એ નહિ ચાલે, મારો જોડો શોધી કાઢવા માટે હું તમારી મદદ માગવા ઇચ્છતો નથી."

"પણ કોણે મારો નાનો જોડો જોયો છે, ? વ્હાલી ઉંદરડી બાઇ, તમે જોયો છે?"

(ઉંદરડીએ કહ્યું):–" ના, મેં તમારો નાનો જોડો જોયો નથી. પણ જો તમે મારે અને મારાં ઘરડા ઉંદર માટે તેમાં નાનું ઘર બનાવવાનું કહો તો તે ચાલશે. હું તમારો નાનો જોડો જો શોધી શકું એમ હઇશ તો જોઈશ."

"ના, ઉંદરડી બાઇ, એ નહિં ચાલે. હું તમારી પાસે મારો જોડો શોધાવવા ઇચ્છતો નથી."

"હે, સુંદર રોબીન ! કહો. તમે જોયો છે ?

( રોબીને કહ્યું):–" ના, મેં તમારો નાનો જોડો જોયો નથી, પણ જો તમે મને તેમાં મારા વ્હાલાં બચ્ચાંને અને મારે આરામ કરવા માટે સુંદર નાનો માળો બનાવવાનું કહો તો તે ચાલશે. હું જો શોધી શકીશ તો જોઇશ."

"ના, વ્હાલા રોબીન, એ નહિ ચાલે, મારે તમારી પાસે મારો જોડો શોધાવવો નથી."

"હે વ્હાલાં ! હે વ્હાલાં ! હું મારો જોડો શોધવાને કોઇ

મળે તે માટે શું કરી શકું? પણ અહીં ડૉગી આવે છે, હું જાણું છું કે તે હંમેશાં મારા પ્રત્યે ભલો અને સાચો છે."

અરે! તેણે મારો જોડો શોધી કાઢયો છે! હે વ્હાલા ડૉગી! તું ભલો અને પ્રમાણિક છે કારણ કે તેં મારો નાનો જોડો શોધી કાઢયો છે.

## ૬૪ ઉંઘ.

તમે તમારૂં ઉંઘવાનું બધું કામ રાત્રે કરો, કારણ કે તે વખતે ઝોકાં ખાવાં (ઉંઘવું) બરાબર છે. (રાત્રે ઉંઘવાનો સમય હોય છે તે વખતે બધી ઉંઘ પૂરી કરવી જોઈએ, અને તેજ બરાબર છે). પણ દિવસના પ્રકાશ વચ્ચે ઉંઘો તો ચાલે નહિં. પણ તમારે જાગતું જોઇએ.

દિવસને છેડે સૂર્ય પોતાની જોરાવર મોટી મીણબત્તી લઈ લે છે. ઉંચે એક મોટો પડદો આકાશ ઉપર નાખ્યો છે. અને જો તારાને ઇચ્છા હોય તો તેમાં થઈને ભલે જુએ.

બધા (દુનીયા) ઉપર રાત્રીનો પડદો (પડે) છે. (વળી) કદમાં છેક નાનો આપણા બારીનો નાનો પડદો ખેંચાશે અને એમલીની આંખો ઉપર તેનો ઝુલવાળો પડદો; (એટલે કે) તેનાં પોપચાં પડશે (બીડાશે).

તે તેની પથારીની બાજુમાં ઘુંટડીએ પડે છે અને ધીરેથી તેની પ્રાર્થના કરે છે. હવે, હે મારી વ્હાલી. એક ચુંબન; દેવદુતો પાસે આવે છે. અને નાની છોકરીની પથારીની આસપાસ ધ્યાન રાખે છે.

## ૬૫ શિયાળાની રાત્રી.

હે પવન, તું વા! ઉડતા (તરતા) બરફને ઘસડીને લઈ જા! તેને ગોળ ગોળ ફેરવતો માથા ઉપર (ઉંચે આકાશમાં) લઈ જા! ત્યાં ઝાડમાં એક સુવાનો ઓરડો છે જ્યાં ખુબ લપાઇને ખીશકોલી તેની સુંવાળી પથારીમાં (માળામાં) રહે છે.

હે પવન! તું જોશબંધ વા! ઝાડની ડાળીઓને તોડી પાડ! સવાર સુધી ઝાડની ડાળીયો સાથે લડાઇ કર! બરફવાળી શિયાળાની રાત્રે, ગરમ અને સખત દરમાં, સસલો પોતાની શાન્તિના કલાકો ઉંઘીને પસાર કરે છે. હે પવન! જંગલોવાળા અને સફેદ પર્વતોમાંથી સીધો તું બારણામાં અને ઓરડામાં (વા.).

પુસી બિલાડી તેની રૂવાંવાળી ઉપસી આવેલી સાદડી ઉપર (બેઠી બેઠી ધીરેથી) " મીઆઉં, મીઆઉં " કરે છે અને તેની રહેવાની જગા પાસે તેનું નાનું બચ્ચું છે (અને તે પણ ' મીયાઉં, મીયાઉં ' કરે છે).

હે ઘણા જ નિર્દય અને બહાદુર પવન! તું ઠપકો દે. તારા " ટૅપ, ટૅપ, ટૅપ, " (એવા અવાજથી) બારીઓને હલાવ. અડધી મીંચાયલી, સ્વપ્નવાળી આંખોવાળું ઝોકાં ખાતું નાનું બાળક માતાના ખોળામાં ખુબ લપાઇને સુઈ રહ્યું છે.

## ૬૬ બરફ.

વાદળાંમાંથી બરફના કણ (કરા) જંગલમાં જમીન પર પડીને રખડે છે. (અને) શાન્તિથી, ધીરેથી, જમીન પર પડીને અવાજ કર્યા વગર ઢગલો થાય છે.

હવે પવન વાવા લાગે છે. (અને) બરફ ઘણા મોટા પ્રમાણમાં કોઈ વખત ધીમેથી તો કોઇ વખત એકદમ જોરથી ધસી આવીને પડે છે. અને તેથી થોડા વખતમાં તમારે અને મારે માટે ટિલ્લાઓ બંધાઈ જશે.

૬૭ આખી દુનીયા ઉપરનાં બાળકો. જ્યારે સૂર્ય ટેકરીઓની ટોચો છોડી દે છે (જ્યારે સૂર્ય આથમે છે). અને જ્યારે ડેઇઝીનાં ફૂલની કિનારીઓ વળી જાય છે. જ્યારે જંગલમાંથી અને બીડમાંથી પક્ષીઓ પોતાના છુપાવેલા માળાઓમાં પાછાં ફરે છે ત્યારે હું બધાં બાળકો જે આ દુનીયામાં ઉંઘતાં હોય છે તેમનો વિચાર કરૂં છું.

ઉંચી જમીનમાં અને નીચી જમીનમાં બાળકો હોય છે. કેટલાંક ફીક્કાં (નિર્બળ) બાળકો બરફને કિનારે રૂવાંવાળા ચામડામાં લપેટાયેલાં હોય છે. અને કેટલાંક બદામી (તન્દુરસ્ત) બાળકો જ્યાં બધી જાતના તેજાનાં ઉગે છે તેવા બેટોમાં નાગાં નાગાં ફરતાં હોય છે.

## ૬૮ ચોવીસમી ડીસેમ્બર.

ઘડીયાળ ધીરે ધીરે ઓરડામાં (ટીક ટીક) અવાજ કરે છે. અને તેના કરતાં વધારે ધીરે ધીરે લાંબા કલાકો આવે છે, અને એમ જણાય છે કે આજનો દિવસ કદી પસાર થશે નહિ. ઘડીયાળ ઓરડામાં ધીરે ધીરે (ટીક ટીક) અવાજ કરે છે.

## ૬૯ નાતાલની રાત.

નાના ગુચ્છાવાળાં પીછાંની માફક, સફેદ અને નરમ, ચંદ્રમા ઉપર થઈને, તારાઓ પાસેથી પસાર થઈને, પશ્ચિમના આકાશ નીચે ટેકરી ઉપરના લીલોતરીવાળા ભાગમાં જ્યાં જામી ગયેલા ઝાકળને લીધે ઘાસ સફેદ થઈ ગયું હતું. અને જ્યાં પ્રથમ નાતાલની ઉત્તમ (સુંદર) રાત્રે બરફના વાદળાંની માફક નાનાં ઘેટાં પડી રહ્યાં હતાં ત્યાં થઈને નાનાં વાદળાં ચાલ્યાં ગયાં.

## ૭૦ જ્યારે શાન્ટા ક્લૉઝ આવે છે.

ખુશીથી, આનંદથી કુદતું રેઇનડીયર ( એક જાનવર ) બરફ ઉપર નાચે છે. આપણે રૂપાની ઘંટડીઓના અવાજ ટનન ટન, ટનન ટન થતાં સાંભળીએ છીએ કે જેનું સુંદર ગાયન અમને નરમાશથી કહે છે કે ઘરડો સાન્ટા ક્લૉઝ આવે છે.

ખુશીથી, આનંદથી હમેશાં લીલાં રહેનારાં ઝાડ ( આસોપાલવ) જંગલમાં ઉગે છે. તેઓ પવનની લહેરીયોમાં ધીમો અવાજ કરે છે. હેં ! તમે જાણતા નથી કે નાતાલનાં (તે વખતના) ઝાડો જાણે છે કે સાન્ટા ક્લૉઝ આવે છે ?

આનંદથી, અને ખુશીથી અમે અમારા મોજાં હારમાં ગોઠવ્યાં છે. ( અને ) અમે ધીરે પગલે અમારા બીછાનામાં જઈએ છીએ, અમારી આંખો બંધ કરીએ છીએ, ઉંઘી જઈએ છીએ, અને રાહ જોઇએ છીએ કારણ કે સાન્ટા ક્લૉઝ આવે છે.

## ૭૧ નાતાલનું ગીત.

નાતાલના ઘંટ કેમ વાગે છે ? (અને) નાનાં બાળકો શા માટે ગાય છે ?

એક વખતે સુંદર પ્રકાશિત તારો એક ભરવાડે દૂરથી (ખસતાં) જોયો, જ્યાં સુધી તેના પ્રકાશથી ગમાણમાં ચકચકિત પારણું બન્યું ત્યાં સુધી (તે તારો) ધીરે ધીરે ચાલ્યો.

એક સુંદર બાળક સુકા ઘાસનું ઓસીકું–પથારી–કરીને પડેલું હતું. અને તેની મા ગીત ગાની હતી અને મંદ હાસ્ય કરતી હતી. " આ પવિત્ર બાળક ઇશુખ્રિસ્ત છે. "

તેથી નાતાલના ઘંટ વાગે છે (અને) તેથી જ નાનાં બાળકો ગાય છે.

